

तत्सत्परमात्मने नमः

# श्री तत्त्वादर्श.

યોજક:

यति मुकुन्दाश्रमजी.

खंभात.

પ્રસિદ્ધકર્તા:

શાહ દ્વારકાદાસ દુર્લભદાસની પુત્રી

ચિ. બાઈ જમનાજી—ખંભાત.

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૧] દ્વિતીયાવૃત્તિ [ઇ. સ. ૧૯૨૫

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે

છાપ્યું. ઠે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.

મૂલ્ય ( યોગ્ય અધિકારીઓને ભેટ. )

૧૨૪૨૯

ૐ

# નિવેદન.

શ્રીતત્ત્વાદર્શની પ્રથમાવૃત્તિમાં "આત્મપુરાણનો ટુંક સાર" આપવામાં આવ્યો હતો. પરંતુ તેમાં અનુક્રમણિકાથી વિશેષતા નહોતી જેથી એ ભાગને કહાડી નાખી તેને બદલે ગુરૂ સ્તોત્રો ઉમેરી પાછળનો ભાગ જેમનો તેમ રાખી આ દ્વિતીયાવૃત્તિ છપાવવામાં આવી છે.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ સંવત ૧૯૬૫ માં છપાવી હતી તે વહેંચવામાં પૂર્ણ થઇ જવાથી, કેટલાએક જિજ્ઞાસુઓને નિરાશ થવું પડતું હતું. માત્ર વિદ્યાની સેવા કરવાના ઈરાદાથી આ પુસ્તકની છપાઇનો તમામ ખર્ચ. શાહ દ્વારકાદાસ દુર્લભદાસની પુત્રી ચિ. બાઇ જમનાજીએ આપ્યો છે. ધર્મવૃત્તિ કોઇને કોઇ પ્રકારે મનુષ્યનું હિત કરનાર છે અને ધર્મવૃત્તિને જાગ્રત કરનાર વિદ્યા છે. એ વિદ્યાની વૃદ્ધિથી, દેશનો અને આપણા સર્વનો ઉદય છે. તો ધર્મસેવા અને દેશસેવામાં સુજ્ઞો પોતાનો ફાળો આપી મનુષ્યજન્મની સાર્થકતા કરશે. અસ્તુ.

પ્રમાદ એ માનવ સ્વભાવ છે તો પુસ્તકમાં કોઈ સ્થળમાં રહેલી ભૂલોને સુજ્ઞો સુધારીને વાંચશે. ઇતિશમ્.

સંવત ૧૯૮૧.
ભાદરવા સુદિ પૂર્ણીમા.
ખંભાત.

નિવેદક,
યતિ મુકુન્દાશ્રમ.



तत्सत्परमात्मने नमः

# श्रीतत्त्वादर्श ।

## मङ्गलम् ॥

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

**ભાવાર્થ**:—જેમણે શલાકા–સળી–વડે જ્ઞાનરૂપ અંજન; અજ્ઞાનરૂપ તિમિરમાં આથડનાર–જન્મ મરણરૂપ સંસારમાં ભટકનારની આંખમાં આંજીને, ચક્ષુઓ ઉઘાડી છે, અર્થાત્ સ્વરૂપા-ભિમુખ કરેલ છે. તે શ્રીસદ્‌ગુરૂપરમાત્માને નમસ્કાર છે.

દોહરો.

ગોવિન્દ શ્રીગુરૂ છે સદા, ભજું પાદ અરવિંદ,
ભજતાં ભૂલું દેહ તો, મુકુન્દ તે ગોવિન્દ.

તત્ત્વજ્ઞાની પરમર્ષિ શ્રીવસિષ્ઠ મહારાજ શ્રીરામચંદ્રજીને કહે છે કે, જેમ મત્ત થએલો હાથી અંકુશ વિના વશ થતો નથી તેમ પ્રમાથિ, બલવાન્ અને પ્રમત્ત મન પણ અધ્યાત્મ વિદ્યાના ભંડારરૂપ સાધુ સમાગમરૂપ અંકુશ વિના વશ થતું નથી. માટે દરેક જીવાત્માએ ચોરાશીના ફેરામાંથી છૂટવા સારૂ સત્સંગ જરૂર

કરવો જોઇએ. મહાત્મા પુરૂષો અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિઓથી મનના સંશયોને દૂર કરી ભગવાનના ભજનમાં મન લગાવવાનું વારંવાર કહે છે. અને કોઈ વખત તો સખ્ત શબ્દોમાં પણ તાડન કરે છે, છતાં સાચા મુમુક્ષુએ તો કુંભારનો દાખલો લઇ સર્વ સહન કરવું. તો પરિણામે જરૂર લાભ થાય છે. કુંભાર ઘડાને વિશાળ બનાવવા ટીપે છે. પણ ખૂબી એ રાખે છે કે ઘડાને ઉપરના ભાગમાં જયાં ટપલો મારે છે તેજ સ્થળે અંદર પત્થર રાખે છે જેથી ઘડો તૂટયા ફૂટયા વિનાજ મોટો થાય છે તેમ જ્ઞાની પુરૂષો પણ સર્વત્ર આન્તર દૃષ્ટિથી આત્માનેજ જુએ છે. પણ વખતે ઉપર કઠિણ શબ્દો કહે છે વા સેવા પણ બતાવે છે. છતાં જિજ્ઞાસુએ પ્રસન્નતા પૂર્વક તેમની સ્તુતિ કરી જયારે તે પ્રસન્ન થાય ત્યારે પ્રશ્ન કરવો. તો પ્રથમ સદ્ગુરૂ શ્રીની સ્તુતિ કરવી જોઇએ. પરંતુ સ્તુતિ કરતાં પહેલાં ગુરૂમાં કેટલી ઉચ્ચ બુદ્ધિ જોઇએ. તે બાબતમાં પૂજયપાદ આદ્ય જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય કહે છે તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે, આપણે રાજાને જેટલો શ્રેષ્ઠ માનીએ તેટલી તેની આજ્ઞા માનીએ છીએ તેજ પ્રમાણે ગુરૂ તરફ કેટલી શ્રેષ્ઠતા માનવી તે નીચેની કવિતાથી સમજાશે.

## श्रीगुर्वष्टक.

### છંદ ભુજંગી.

મળ્યો દેહ રૂડો અને નાર સારી;
રળી બાબરૂ વિત્ત દીધું વધારી;

૩

ફરિ પાદ[1]પદ્મે નહિ ચિત્ત ચોડયું;
કહો તેથી શું? કીર્તિને દ્રવ્ય જોડયુ. ૧
વહુ પુત્ર ને પૌત્ર ગાયો બહુ છે,
તથા બંધુઓ મ્હેલ રે'વા સહુ છે;
શક્યો ના ગુરૂપાયમાં દિલ સાંધી,
કહો તેથી શું? ગાંઠે કુટુંબ બાંધી. ૨
ભણ્યો વેદ અંગો[2] અને શાસ્ત્ર ચારૂ,[3]
કવિતા કરીને લખે ગદ્ય સારૂ;
ગુરૂ પાદ જો ના શક્યો દિલ ધારી,
કહો તેથી શું? ખૂબ વિદ્યા વધારી. ૩
સ્વદેશે વિદેશે ઘણું માન પામે,
સદાચાર વૃત્તિ મહિ પૂર્ણ જામે;
ગુરૂ પાદપદ્મે નહિ વૃત્તિ તાણી,
કર્યું કારમું જાણજો ધૂળધાણી. ૪
રહ્યા જે મહિમાં મહિપાલ મોટા,
દઇ પાદ સેવે સહુ હાર ગોટા;
ગુરૂ પાદપદ્મે નહિ ચિત્ત લાગ્યું,
કહો તેથી શું? જે મળ્યું માન માગ્યુ. ૫
ઘણા દાનથી આબરૂ ખૂબ જામી,
મળી જોઇતી ચીજ ના કોઇ ખામી;
ગુરૂ પાદમાં ના શક્યું ચિત્ત જામી,
કહો તેથી શું? વેઠવી એ ગુલામી. ૬

---

૧ ચરણકમળ. ૨ વેદના છ અંગ. ૩ ઉત્તમ.

કદિ ભોગની યોગની રાજની વા,
ગજો અશ્વને નારની ચાહ છે ના;
તથાપિ ગુરૂમાં નહિ ચિત્ત લાગ્યું ?
કહો તેથી શું ? તેમણે સર્વ ત્યાગ્યુ. ૭
ગૃહે, જંગલે, કામમાં, દેહમાં તે,
નહિ વર્તવાને કદિ ઉર ચાહે;
નમ્યો ના ગુરૂપાયમાં પ્રેમ આણી,
કહો તેથી શું ? આશ ના ઊભરાણી. ૮
બહુ મૂલ્યના રત્નને મોતી પામી,
રહે યામિની કામિનીમાં વિરામી;
ગુરૂ પાદપદ્મે નહિ ચિત્ત રાખ્યું,
કહો તેથી શું ? વિષયનું સુખ ચાખ્યું. ૯
કરે પાઠ જે આઠ આ શ્લોક કેરો,
ટળે સર્વથા તેહનો જન્મ ફેરો;
રૂડું ધામ મુકુન્દનું સદ્ય પામે,
ગુરૂ વાકયમાં ચિત્ત જેનું વિરામે. ૧૦

---

## श्रीगुरु शरणाष्टक.

### વસંત તિલકા.

ભૂલી હરિ ભવમહિ ભટકયો અરે હું,
જોઉ તરી સુખનિધિ કરૂણા કરે તું;
માફી કરો સરવ ભૂલ ગણી તમારો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૧

જોયું બહુ જનમ ધારણ મેં કરીને,
હાર્યો ઘણી વખત આમ વૃથા ફરીને;
આવ્યા નહીં ઉરમહિં તદપિ વિચારો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૨

માયા તણા તિમિરમાં સહજે ફસ્યો છુ,
સંસારના વિષયમાં જઇને વસ્યો છું;
રેહું ગમાર જગમાં બહુ કષ્ટ ભારો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૩

ધારી કદિ પરમ પ્રેમ થકી ન માળા,
મિથ્યા કરી તિલક છાપ બન્યા રૂપાળા;
હૈયે ધરી કપટ ભક્ત થયો તમારો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૪

છે રેશ તોય પણ લાજ તમારી જાશે,
જો સ્હાય નાથ કરશો ન ફજેતી થાશે;
માટે ગણી મન થકી મુજને તમારો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૫

રાશિ સદા સુખતણા મદ મોહ ભાસે,
આશા તણી બહુ પ્રભા હૃદયે પ્રકાશે,
વાધે સદા મન વિષે વિષયિ વિકારો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૬

સંતો તણી સત્ સુસંગત શ્યામ આપો,
ભક્તિ વિષે દિલ સદા પ્રભુ સદ્ય સ્થાપો;

પામું દયા થકી હવે ભવ દુઃખ આરો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૭
ઇચ્છા નથી અવર અન્તર નાથ મારે,
છોડી વસું સકલ હું શરણે તમારે;
લાગે મને પરમ પ્રાણથી તુંજ પ્યારો,
આપી ગુરૂ શરણ દાસ હવે ઉગારો. ૮
વૃત્તિ સહુ મનતણી બહુ સ્થિર રાખી,
આશા અને મદન જાળ વિસારી નાખી:
ભાવે કરી પ્રણવરાજની પાસ ગાશે,
તે જીવરૂપ ટળી રૂપ મુકુન્દ થાશે. ૯

---

## श्रीसद्गुरुप्रणामाष्टक.

### હરિગીત છંદ.

મૈત્રી મળી જગમાં મને બહુ, સ્વાર્થ કચરાથી ભરી,
ઘટ મૃત્તિકાસમ ભાગતી, સંધાયના યત્ને કરી;
તૂટે નહિ ખૂટે નહિ સ્વસ્વરૂપ મૈત્રી ઠામ છે,
તે મુકુન્દ ચરણે દાસ કેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે. ૧
કરૂણા કરી કોઇ વિત્તદે, કોઈ ચિત્ત દે કોઈ પ્રાણ દે,
કોઈ ગાય, ભૂમિ, ઘર અને વાડી, વજીફા, વ્હાણ દે:
પણ સ્વરૂપ આપે સ્વજનને, જે સત્ય સુખનું ધામ છે,
તે મુકુન્દ ચરણે દાસકેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે. ૨
મુદિતા સદા સુખ ઉપરે, મલકે દુઃખી દુઃખ ટાળતી,
અંતર તણા આનંદની; લહેરો શીતળ ઉછાળતી;

એક એના બિંદુમાં આ, વિશ્વનો વિશ્રામ છે,
તે **મુકુન્દ** ચરણે દાસકેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે. ૩
**ઉપેક્ષ** બુદ્ધિ અવગુણે પણ, ગાળી લે ગુણ રત્નને,
કર્તવ્ય કાંઇ નહિ છતાં, વળગી રહે શુભ યત્નને;
ચપલ તીરથ ત્યાગીને, સ્થિર સ્તંભતીર્થ મુકામ છે,
તે **મુકુન્દ** ચરણે દાસ કેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે. ૪
**સ્વતંત્ર** કરિયું તંત્ર બુદ્ધિ, મન અને દશ ઇન્દ્રિયો,
દશપ્રાણ દેવો દશચતુર, અહંકાર મહાબલ જીતિયો;
સત્તા ન કોઇની જે પરે, વ્યાપક પદે વિરામ છે,
તે **મુકુન્દ** ચરણે દાસકેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે. ૫
**સમાન** દૃષ્ટિ જેહને નિજ, આત્મરૂપ જગ ચિત્રમાં,
ગાય, બ્રાહ્મણ, શ્વાન, સ્ત્રી, ચંડાળ, શત્રુ મિત્રમાં;
ઇચ્છે અહિત કોનું કદી ન, હૈયે સહુની હામ છે,
તે **મુકુન્દ** ચરણે દાસકેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે ૬
**નિસ્પૃહ** પદે રહિ તૃણસમી, નિખિલ જગવસ્તુ જુએ,
લલચાય નહિ લેવા કદિ, નિજભોગ બુદ્ધિથી ભજે;
ભિક્ષાન્ન લાવી ભૂખ ભાગે, દેહમાં નહિ મામ છે,
તે **મુકુન્દ** ચરણે દાસકેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે. ૭
**પ્રેમ** પાત્ર **પ્રણવ** ઉપર, રે'મથી ઢોળે ઘણો,
નેમ ત્યાં રહેતો નથી, ઉદાર શ્રી સદ્‌ગુરૂ તણો;
પ્રેમમાંહિ મગ્ન જેનું, ચિત્ત આઠે યામ છે,
તે **મુકુન્દ** ચરણે દાસકેરા, પ્રેમ પૂર્ણ પ્રણામ છે. ૮

---

# સ્વપ્ન ચોવીશી.

## ચોપાયા.

ગર્ભવાસથી છુટી આવ્યો, હરિનું સ્મરણ કરવા,
માયાની અંધારી પડતાં, ફંદે લાગ્યો ફરવા,
કરારને જીવ કોરે મૂકી, શું વળગે છે આશે,
એ નયનો તુજ બંધ થતાં, સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧
પુત્ર પ્રસવની વાત જાણીને, માતા મનમાં હુલસે,
પિંડ પ્રફુલ્લિત થયું પિતાનું, કુટુંબ સુખમાં વિલસે;
એ ઉત્સવને ઉત્તમ સમજી, સાકરતો વહેંચાશે,
એ નયનો તુજ બંધ થતાં, સહુ સ્વપ્ના સમ સમજાશે. ૨
બાલપણામાં બહુબહુ વિધથી જનની લાડ લડાવે,
રમતો નિજ બાળક ન્યાળીને હૃદય તાત હરખાવે;
ખાવું પીવું તથા ખેલવું આનંદમાં દિન જાશે,
એ નયનો તુજ બંધ થતાં, સહુ સ્વપ્ના સમ સમજાશે. ૩
કિશોર વયમાં કેલવણીને રૂડી રીતે આપી,
વ્યવહારે બહુ ડાહ્યો દિસે ધર્મ ન જાણ તથાપિ;
પંડિતતા પેખીને પુરી પ્રવિણ પ્રપંચમાં થાશે.
એ નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૪
ધન મેળવવા માટે તું તો રાત દિવસ બહુ રળતો,
સુખ પામવા માટે મથતાં દુઃખમાં જાએ કળતો;
લાખ કરોડ ખજાને ભરતાં ધનપતિ તું કે'વાશે,
એ નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૫

જોર જુવાની કેરૂં જાણી મનથી થયો મદ માતો,
ચાલ ચમકતી ચટપટ ચાલે અંગોથી મરડાતો;
અત્તરને ફૂલેલ લગાવી ફોકટ ઉર ફૂલાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૬
શરીરને શોભાવા માટે, ટાપટીપ બહુ કરતો,
અંતરતો ઊકરડા જેવું વસ્ત્ર સાફતું ધરતો;
નેહ ધરીને નિત્ય પાછીથી નાટક જોવા જાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૭
માનુનીમાં મોહ કરીને પાછી પરણવા ચાલ્યો,
વરરાજાનો વેશ ધરીને મોજ અતિશય મ્હાલ્યો;
રૂપવતી રામા દેખીને પ્રેમ પાશ બંધાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે ૮
મ્હોટા મ્હોટા મ્હેલ બનાવ્યા તેં સુંદર શૃંગારી,
હાંડી તખતા ઝુમર ટાંગી શોભા વળી વધારી;
પલંગ બિછાવી કરી રોશની બેસી પ્રિયા પાસે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે ૯
ઘોડા, ગાડી, લાડી, વાડી, દ્વારે હાથી ઝૂલે,
બહુ સાહિબી નજરે નીરખી સાહેબને તું ભૂલે;
શિર ઉપર ચમર ઢળે છે છત્રી ઝાલી દાસે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે ૧૦
ખમા ખમા છડીદાર કહે છે કરી લાંબા પોકારો,
હાજી કહેતા હજાર ઊઠે સુણી તારો હોકારો;
હથિયારો ધારીને તારા નોકર હિંડે વાંસે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૧

દશે દિશમાં કીર્તિ પ્રસરી નામ નીકળ્યું મ્હારૂં,
થયો બહુ મ્હોટો વ્યાપારી લાખો ચલવે પોહું;
ભાટ આવી ભપકાથી તારા જાજા જશને ગાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૨
દેશ વિદેશે બહુ દુકાનો મ્હોટી, મ્હોટી સ્થાપી.
નાતવરા મ્હોટા કીધા પણ ધર્મે પૈ ના આપી;
ભગવદ્ ભક્તિ મૂકી તું તો ચડીઓ મોજ વિલાસે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૩
તરૂણીએ તો તનુંજ પ્રસવતાં તાન વધ્યુ છે તારૂ,
અભિમાનથી અંધ બન્યો ના જુએ નરસું સારૂં;
મનમાં મલકાયે છે જગમાં મુજ સમ કો નહિ થાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૪
તેમ યુવાની વાયુ વેગે ક્ષણિકમાં ગઇ ચાલી,
શરીરના સાંધા ખખડાવ્યા વૃદ્ધાએ તો ઝાલી,
તનનું તો સહુ તેજ ઘટયુ ને ચ્હેરો પડયો ફીકાશે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે ૧૫
શ્રવણ સુણે ના નયને સુઝે થરથર કાયા કંપે,
બોલાયે ના મુખથી પૂરૂ તોપણ તું ના ઝંપે;
શિરવાળો સહુ શ્વેત થયાને ત્વચા ઝૂલે ચોપાસે,
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૬
કહ્યું કોઇ માને નહિ તારૂં તોપણ લવરી કરતો,
ઢોર હરાયાની પેઠે તું ચો બાજુએ ફરતો;
તૃષ્ણાના તુરંગે બેશી ઊડે ઉર આકાશે;
બે નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૭

ખાધેલો ખોરાક પથ્યેના રોગે લીધો ઘેરી,
ઘરનાંને ગંદવાડ ગમેના વ્હાલાં તે સહુ વેરી;
રામા જે નવ જતી વેગળી તે આવે નહિ પાસે,
એ નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૮
જગ છે જૂઠું સુખ દુઃખ જૂઠાં જૂઠામાં શું રાચે,
હરિ હીરો મૂકીને મૂરખ મોહિ રહ્યો શું કાચે;
ચેતી લે ચિત્તમાં પ્રાણી તું કાળ કારમો ખાશે,
એ નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૧૯
મારૂં મારૂં કરીને મરતાં કાંઇ ન આવ્યું સાથે,
પુણ્ય હતું તેતો પરવાર્યો પાપ પોટલી માથે;
જડ યોનિમાં જઈ પ્રાણિ તું પ્રભુ ગુણને કેમ ગાશે,
એ નયનો તુજ બંધ થતા સહુ સ્વપ્ના સમ સમજાશે. ૨૦
કાળ તણી એ ક્રૂર ફાળથી જો ઉગરવા ધારે.
મલિનતા સહુ મનની મૂકી જા ગુરૂ શરણાધાર;
સંત તણી સંગત કરતાં તું સ્વરૂપ મદય સમાશે.
એ નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૨૦
ચર્મ ચક્ષુ ફૂટીને તારી અંતર આંખો ખૂલશે,
તો માયાની વૃત્તિ સર્વે એક પલકમાં ડૂલે;
પ્રેમ નાથના પદમાં વધતાં જગદાનંદ ભૂલાશે,
એ નયનો તુજ બંધ થતાં સહુ સ્વપ્ના સમ સમજાશે. ૨૨
નિર્ભય પદને નિશ્ચય પામી, સત્ય સુખમાં ઠરશે,
પુનરાવૃત્તિને ત્યાગીને અભેદ માંહે મળશે;
અખંડ આનંદને અવલોકી શાન્તિ હ્રદયે થાશે,
અલૌકિક આંખો ઉઘડતાં સત્ય સ્વરૂપ સમજાશે. ૨૩

માટે મમતા મૂકી મનથી શ્રીહરિશરણે રહેજે,
અહંકાર ને ઇર્ચ્યા કેરાં મૂળો બાળી દેજે;
પરમ પ્રેમ ધારીને વસજે મુકુન્દ ચરણની પાશે,
અલૌકિક આંખો ઉઘડતાં સત્ય સ્વરૂપ સમજાશે. ૨૪

---

## तत्त्वमस्यष्टक.

### હરિગીતની ચાલ.

સંસારના સંતાપમાં સમજ્યા વિના જઇને મડે,
અવિનાશથી અળગું રહિ, તું અસાર માંહિ આથડે;
ત્યાગી ભ્રમણતા તાહરી, લે સ્વરૂપ લક્ષ્યવડે વરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૧

નહિ સ્થૂલ સૂક્ષ્મ દેહ કે કારણ નહિ તે આતમા,
આ દેશ નેતિનો કરી, પંડિત કહે પરમાતમા;
નિરોધ કે નિષેધ જેનો કો કદિ ન શકે કરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૨

આકાશ આદિ ખલકને જે પલકમાં પેદા કરે,
પ્રવેશ કરીને પિંડમાં તે સર્વને પોતે ધરે;
આ પંચકોશો ત્યાગતા વસ્તુ વિશેષે રે'ખરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૩

વિષમ વિષયના દેશમાં આ શરીરનો રથ ચાલતાં,
સંયમ લગાવી રાખજો દઢ રેન વૃત્તિ જાલતાં;

શુદ્ધ ચિદ્દ ખૂટે બાંધતા હય ઇન્દ્રિયોને આંતરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૪
પરિચ્છિન્ન છે સહુ પુષ્પ તેમાં એક સૂતર જેમ છે,
ત્રય અવસ્થાના સાક્ષિરૂપે તત્ત્વવ્યાપક તેમ છે;
બુદ્ધિ અને મન વાણીથી જે ચીજ છે સર્વોપરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૫
જેમ કુંદન કડાં કંઠી વિવિધ રૂપે થાય છે,
તેમ પુરૂષ જગત્ રૂપે નિગમ એવુ ગાય છે,
અભેદ ને અદ્વૈત એવુ, સત્ય ચૈતન્ય રહ્યું ફરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૬
જે જ્ઞાન દીપ્તિ દેહમાં છે તેજ અર્ક વિષે રહે,
ભાનુ પ્રકાશે તેજ હું જ્ઞાતા [1]વ્યાતિહારે કહે,
સુયત્નથી અભ્યાસ એવો ઉરમાં લેતાં ભરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૭
શુભ દાનને ઉપાસના અધ્યયન કરીને વેદનુ,
શ્રદ્ધા ધરે સત ચિત્તમાં ખંડન થવા સહુ ભેદનું,
નિર્મળ કરી નિજ દિલને સાધન રહ્યા છે જે ધરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૮
શમ દમ અને ઉપરામ આણી તત્ત્વ અષ્ટક જે ભણે,
તે અમિત પદ પામી પછીથી જન્મમર્ણ સદા હણે;
મુકુન્દમાં મળતાં સદા આનંદરૂપે રે તરી,
તે તુંજ છે, તે તુંજ છે, મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૯

---

૧. સરખામણી

# अथात्मचिन्तन.

## ચોપાયા.

શ્રીમચ્છંકર સ્વામિ ચરણે નમુ ઉભય કરજોડી,
શ્રીસદ્‍ગુરૂ ગોવિન્દ છે મારી ભવ તરવાની હોડી;
ઉભય સ્વરૂપે એક સદા છે સચ્ચિદાનંદ દેવા,
સત્ય શરણુ છે તેનું મારે જીવન્મુક્તિ સુખ લેવા. ૧
આત્મ સ્વરૂપે અભેદ એનું ચિંતન આજ કરૂં છુ,
શંકરની ગિર્વાણ ગિરાને ગુર્જરમાં ઉચરૂ છુ.
બ્રહ્મ સ્વરૂપ છે મારૂ એવો દૃઢ નિશ્ચય છે મારો,
વ્યાપક વાસુદેવ સ્વરૂપે ક્ષણું ન કોથી ન્યારો. ૨
બંધ મોક્ષ એકે નહિ મારે સહુ કલ્પના કૂડી,
બ્રહ્મ સ્વરૂપથી પૃથક્ ન ઉરમાં વાત વસીએ રૂડી:
એમ ઉપાસું સત્ય સ્વરૂપને સ્થિતિ બ્રહ્મમાં મારી,
ચિદ્ સ્વરૂપે શુદ્ધ સદા હું ચિત્તમાં ચિંતન ભારી. ૩
અસંગ ને અબાધિત હું છું ઉપાધિ ના કશું મારે,
ચૈતન્ય રૂપ નિરંતર મારૂં, મુજ મન એવું ધારે;
બ્રહ્મ સ્વરૂપ હું પોતે છું તો પછી વર્ણાશ્રમ કેવાં?
નિશ્ચય એવું ભાસે મુજને ગગન પુષ્પના જેવાં. ૬
અહં બ્રહ્મ તે જાણ્યું ત્યારે સર્વ બ્રહ્મ સ્વરૂપે,
ભૂત ઇશને દેવ ન દિસે મિથ્યા માયા રૂપે;
હું છું જૂદો હરિ છે જૂદા એ રીતે ઉપાસે,
પશુ સમાન પુરૂષ પીડાતો દ્વૈત દુ:ખના ત્રાસે. ૫

બ્રહ્મ સ્વરૂપે હુંજ દેવ છું અન્ય કશુ ના દિસે,
આનંદાર્ણવ મધ્યે મારૂં અભેદ મનડું હિસે;
સદાય બ્રહ્મ સ્વરૂપને સમરે તેનાં દુષ્કૃત જાએ,
ગતિ પરમપદમાં થઇ તેનું આવાગમન વિલાએ. ૬
જે ક્ષણુ બ્રહ્મ સ્વરૂપને સમરે તિમિર તનનું નાસે,
અવનીનું અંધારૂં અળપે તરણી તણા પ્રકાશે;
બ્રહ્માર્ણવ ભરપૂર ભર્યો છે અજ્ઞાન બુદ બુદ એમાં,
એ બુદ બુદ આકાશ સ્વરૂપે [1]અનિલ ઉપજ્યો તેમાં. ૭
પવન વિષેથી [2]પાવક પ્રકટયો વહ્નીમાંથી વારિ,
પાણીમાંથી પૃથ્વી ઉપજી આદિ નર ને નારી;
સહુ સમાયાં એ ઊર્વિમાં જમીન જળમાં જાતાં,
જ્વલન મહિ જળ પ્રવેશ કરતાં [3]શુક્ર સમીર સમાતાં. ૮
આશુગ અંબર માંહે આવ્યો નભ અવ્યાકૃત રૂપે,
અવ્યાકૃત આત્મામાં મળતાં હું તે બ્રહ્મ સ્વરૂપે;
ચક્રપાણિ હું વિષ્ણુ પોતે માધવ ને મુરારી,
કર્તા ભોક્તા તણી કૃતિ સહુ અવિદ્યાએ વિસ્તારી. ૯
અનન્તને અચ્યુત અમર હું ગોવિન્દને ગિરિધારી,
અશેષ આનંદી રૂપ મારૂં જન્મ ગતિ નહિ મારી;
નિરાલમ્બને નિરાકાર હું નિર્વિકલ્પ કહાવું,
સત્‌ચિત્‌આનંદરૂપ સદા છું માયા વશમાં નાવું. ૧૦
બ્રહ્મરૂપ ભરપૂર ભર્યું છે કદિ નહિ સંસારી,
અભ્યાસ કરૂં આનંદ થકી હું એ શબ્દો ઉચ્ચારી;

1 પવન. 2 અગ્નિ. 3 પાણી.

ધ્યાન યોગ એક માસ કરે તો બ્રહ્મ હત્યાથી છૂટે,
એક અયન જો નિત્ય રટે તો કિલ્મિશ સર્વે ખૂટે. ૧૧
એક સંવત્સર સ્નેહે સમરે સરવે સિદ્ધિ પામે,
જીવતાં સુધી સદા જપે તો જીવન્મુક્તિમાં જામે;
દેહ નહિ હું પ્રાણ નહિ આ ઇન્દ્રિયો નહિ મારી,
મન બુદ્ધિને ચિત્ત નહિ હું અહંકૃતિ અસનારી. ૧૨
નહિ પવન હું પૃથ્વી પાણી, પુષ્કર પાવક ન્યારો,
શબ્દ, સ્પર્શ, રૂપ રસ ગંધ તે કદિ ન હોયે મારા.
નહિ સંસૃતિ સ્વરૂપ મારૂં મારામાં નહિ માયા,
સાક્ષી સ્વરૂપે સદા શિવ હું જેવાં જળને છાયા. ૧૩
કર્તા ભોક્તા સંગ રહિત હું પરમેશ્વર છું પોતે,
પુણ્ય પાપની વાત જેમ કોઇ લખે બત્તીની જ્યોતેઃ
તેમ ઇન્દ્રિયો ચેષ્ટા કરતી હું શું સાક્ષી ન્યારો,
આદિ, મધ્ય ને અંત મુક્ત છું બ્રહ્માત્માના મારો. ૧૪
સ્વભાવ નિર્મલ શુદ્ધ પ્રકાશી સંશય કાંઈ ના મારે,
અનન્ત શક્તિમાન્ સદા હું સર્વ તણા આધારે.
સત્યાનંદ ને બોધ સ્વરૂપ હું વ્યાપક છું સહુ ઠામે,
એવું ચિંતન અહર્નિશ મેં જમાવ્યું હૃદય મુકામે. ૧૫
પ્રપંચ જે આ સઘળો છે તે જૂઠો સ્વપ્ના જેવો,
વેદ સાક્ષિને ગુરૂ કૃપાથી કીધો અનુભવ એવો;
મારામાંથી સવ થયુ છે મારામાં છે સ્થિત,
અંતે સઘળું લય મારામાં બ્રહ્મ સ્વરૂપ નિભ્રાંતિ. ૧૬

બ્રહ્મ સ્વરૂપ હું નહિ સંસારી બ્રહ્મ થકી ના ન્યારો,
મુકુન્દ નામે દેહ નહિ હું, પિંડ નહિ એ મારો;
શુદ્ધ સનાતન સ્વરૂપ હું છુ, એક અભેદ સદાએ,
એક અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપમાં, જન્મ ન મર્ણ કદાએ. ૧૭

દોહરો.

ચિંતન આત્મ સ્વરૂપનું, કીટ ભ્રમરની પેર;
કરતાં શાન્તિ પામશે, સદા રહી નિર્વૈર.
હર્ષ શોક હૈયે નહિ, નહિ જગતનું ભાન:
દિલ દર્પણમાં જનજુએ, નિજ પ્રતિબિંબ સમાન.

## समाप्तम्.

# यति मुकुन्दाश्रमजीकृत पुस्तको.

श्री कैवल्यकुंची अने नवावर्षनुं बजेट, ॥

छपाववानां छे कोइ विद्याप्रेमीनी इच्छा होय तो तेमां नीचेना शिरनामे पत्रव्यवहार करवो.

દર્પદલન-( મહા કવિશ્રી ક્ષેમેન્દ્ર કૃત સંસ્કૃત કાવ્યને અનુવાદ ) અનુવાદકઃ—સાહિત્યવાચસ્પતિ શ્રી દયાશંકર-ખંભાત, મૂલ્ય ( ૦-૮-૦ ).

પત્રવ્યવહાર-( સનાતની ને સમાજીઓનો )

| | |
|---|---|
| પદ્યમંજરી. | સુરતા સ્વયંવર. |
| સત્યસુધા. | ગૃહસ્થની ગ ઇડ. |
| વૈધવ્યધર્માદર્શ. | શ્રી સનાતનધર્મની પડતી. |
| શ્રીવેદાન્તપ્રક્રિયા. | નાં કારણો. |
| શ્રીવેદાન્તસાર. | શ્રીતત્ત્વાદર્શ. |

ઉપરનાં ( દર્પદલન સિવાયનાં ) પુસ્તકો હશે ત્યાં સુધી ૦-૧-૦ આનાની ટીકીટ મોકલનારને બુકપોષ્ટ મોકલવામાં આવશે.

સ્વામી પ્રણવાશ્રમ.

ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા

ખંભા